# भूतनु अस्तित्व छेके नहि'

## (અનેક ગ્રંથોને આધારે)

સુજ્ઞ સારને સઘરે, દુર્જન ઘરે ન નાક,
પયપાણી ભેગા કરો, હસ કરે પયપાન





રચનાર

નારાયણરાવ બાબાજી બિડાલકર
અને
નારણભાઇ ભલાભાઇ પટેલ
આસિ. માસ્તરો તા. સ્કુલ પેટલાદ.



---

સુરત
ખોદાબક્ષ પ્રેસમા એમ જે પોટ્ટવાલાએ છાપી

---

કીમત રૂ ૦—૧—૦
પોસ્ટેજ આનો અડધો.

સવત ૧૯૫૧ સને ૧૮૯૫

૫૯૯૭

नमस्ते नीलकंठाय सच्चिदानंद रूपिणे ।
योगिने वृषपाळाय भूतानां पतयेनमः ॥

# ભૂત.

(અનેક મરાઠી ઇંગ્લીશ તથા ગુજરાતી
પુસ્તકોના આધારે.)

અતિ પ્રાચીન વખતથી આ વાત ચાલતી આવેલીછે, મનુષ્ય માત્ર એમ ધારે છેકે મર્ણ વખતે માણસના શરીરના આત્મા અને શરીર એવા જે બે ભાગ તેનો વિયોગ થતાં તે સ્થળે મરી ગએલા માણસની આશા રહેલી હોય છે અને તેથી કરીને તેનો આત્મા પીશાચ રૂપે ભ્રમણ કરે છે ભુત વિષે જેણે કાંઇ પણ સાંભળ્યું નથી એવો એક પણ માણસ આ દુનીઆમાં મળવાનો નથી આડિસને એક સ્થળે એવું લખ્યું છેકે જેમાં ભુત નથી એવું એક પણ ગામડું વિલાયતમાં નથી આ તેનું કહેવું દુનીઆમાંના પ્રત્યેક શહેર, ગામ અને ગામડાને લાગુ પડશે આપણા દેશમાં ભુત, શિકોતર, બ્રહ્મરાક્ષસ ચુડેલ, ડાકણ, ખવીશ, ઝાપડી, મેલડી પૈસાના ડબોલાપર બેઠેલા રક્ષક નામ વિગેરે વિષે જેણે કાંઇ સાંભળ્યું નથી એવા કેટલા લોકો નિકળશે? અમુક અમુક ઘરમાં ભુત છે તે ત્યાં કોઇને રહેવા દેતું નથી, ફલાણી આમલીએ માથા વિનાનો ખવીશ બેસી રાત્રે ત્યાંથી જનારા આવનારા લોકોને ભય બતાવે છે વિગેરે અનેક વાતો, લોકોએ સાંભળી હશે ભુતના મુખ્ય રહેઠાણની જગ્યા કહીએ તો કેરડો અને બાવળ તેમાં મુખ્યત્વે કરીને આમલી, તે ઉપરથીજ આપણામાં કહેવત પડી છેકે, ભુતનું ઠેકાણું

આમથી આના કરતા પણ ભુતનું અવલ મુખ્ય ર' કહ્યું એટલે ઉજડ જગા અને સ્મશાન લા. તેમ ક્રિડાઓ યથેચ્છ નજરે પડે છે અવભુતી કૃત માલ માધવ નાટકના પાચમા અકના પ્રારંભમા આ મર્મ પ્ર ઉત્તમ રીતે ચીતરેલો છે અગ્તુ ત્યારે સ્મશાન એ ભુતનું મુખ્ય વસ્તી સ્થાન છે આ ભુતનુ વસ્તી સ્થાન હોવાનુ કારણ પણ ઉઘાડું છે કે એક દર પ્રેતકર્મ ત્યાજ થતા હોવાથી ભુત ત્યાજ હોય છે કો-ઠને ભુત જે ની જો ક્‌ણી ઇચ્છા થાયનો માત્રીક અથવા એવીજ પકાના મુખ્ય લોકો ભોળા લોકોને સ્મશાનમા જઇને બતાવે છે ભુત દિવસે જણાતા નુ નહીં, તે મ ત્ર રાત્રે દેખાય, તેમા કાળી ઘાટી માઝમ રાત્રે વિશેષ નજરે આવવાનો સભવ છે આ એક દર લોકોની કલ્પના હોવાથી ભોર ભવા વીગેરે લોકોને ભુત બતાવવાની પ્રથમથીજ કોઇને ખબર ન પડતા તજવીજ કરવા ઠીક કરે છે ત તૈયારી પણ બહુ જ મગજસ્ત હોતી નથી, માત્ર એટલીજ હોય છે કે પ્રથમ ત્યા જીવતા આશાળભુતને ત્યા લઇ જઇ તેની પાસેથી ભુતાદી ક્રીઆઓ યથાસ્થીત કરાવવાની, તેમા વળી ભુત બતાવનારો પેલો ભૂવો દુર ઉભા રહી ભુત જોનાગ લોકોને કહે છે કે જોજો રે ભાઇઓ, કોઇ પાસે ન જશો, નીકર ભુત તમારો ઘોઘગેજ કરશે, આમા જો કોઈ તેના માથાનો મળે તો બીચારાની ફજેતી પણ થાય છે

સુમારે થોડા વર્ષપર અમદાવાદમા દોલતખાનાની પાછળ વિઠોબાના મદીરમા એક ખતરી આવેલો તે હુબેહુબ દેવીના દર્શનનો લાભ લોકોને પોતાના મત્ર દિ સામર્થથી આપતો

જે લોકો જોઇ આવતા તે દેવીનો પોશાક તેનુ મંત્ર સામર્થ્ય વિગેરેની અતિશયજ તારીફ કરતા એક દિવસે કેટલાક વિદ્વાન અને શોધક માણસો આ દેખાવ જોવાને ગયા. ખતરીએ તેમનો ઉત્તમ રીતે આદરસત્કાર કરી ઉપલા હમેશના ધાબામા તેમને બેસાડયા. બરોબર બારને ટકોરે દેવી કુમડાપર બેસી હાથમા સમશેર લઈ ત્યા આવી હાજર થઇ આ દેખાવ જોઇ જોનારા તદન અજાઈ ગયા તેમાથી એક જણે દેવીને મારવા માટે છાપરેથી નળીયુ લીધુ આ જોઇ તેના સોબતીએ કહ્યુ કે અરે આ તુ શુ કરે છે ખરેખાત હુ કહુ છુ કે આ ઢોંગ નથી, કદાપી દેવીને વાગશે તો અહીંથી આપણે સુખે ઘેર પણ પહોચવાના નથી આના કહેવાપર દુર્લક્ષ આપી જોરથી નળીયુ માર્યું તે દેવીને છાતીમા વાગ્યુ તેવુજ બાપ રે બાપ, મેંતો મારી ગઈ તે આવા નિર્દય જણને શુ કરવા બોલાવ્યા? એમ બોલતી બોલતી અંદરના ઓરડામા જતી રહી ને તેજ દિવસે તેને વાગેલા ભાગપર મીઠું અને હળદર ચોપડવાની જરૂર પડી બીચારો ખતરી ગભરાઈ ગયો અને તેણે માફ માગીને કહ્યુ કે આ વાત જાહેર કરશો નહીં, મારા ગરીબના પેટ ઉપર શા માટે આપ પગ મુકો છો આના જેવી બીજી વાતો અમારા વાચનારામાથી કોઈને વાચવાની મરજી હોયતો કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈનો ભુત નિબંધ જુવો અસ્તુ ત્યારે આવા અનેક પ્રકારોથી દુનીઆ ઝુકતીહે ઝુકાનેવાલા ચાહીએ આ કહેવત પ્રમાણે તેમનો ચરીતાર્થ ભોળા લોક ઉપર ચાલે છે.

હવે ભુતો વિષે જે અનેક કલ્પનાઓ છે તેમા કેટલુ તથ્ય રહ્યુ છે તેનો વિચાર કરીએ કોઈ પણ વાત ખરી છેકે ખોટી તેનો નિર્ણય કરવાને ત્રણ રસ્તા હોય છે એક તો પોતાની સંભાવ્યતા, બીજુ પ્રત્યક્ષ પ્રમાણ, ત્રીજુ વિશ્વાસપાત્ર, માણસના ભાષણ અથવા

લેખ હવે આ ત્રણે વિષે ક્રમે ક્રમે વિચાર કરીએ ભુત પ્રેત એ ખરેખર નજરે જણાય છે એ સભવીત છેકે અસભવીત તેના વિશે પ્રથમ વિચાર કરીએ ભુત એટલે શું એવી જો કલ્પના કરીએ તો તરતજ આપણી ખાતરી થશે કે શરીરને છોડીને ગયેલો આત્મા. ત્યારે ભુત એટલે આત્મા એમ સિદ્ધ થાય છે. મરી ગયા પછી શરીરની શી વ્યવસ્થા થાય છે એતો પ્રત્યેક જણ જાણે છેકે કબીર ઊકિત પ્રમાણે મરી ગયા પછી શમને "પાચ પચીસા આયે બનાતી ચડા કાટકી ઘાડી, નદી કિનારે કુંકદીયો હે જેસી ફાગનકી હોલી' ત્યારે દહન થયેલા શરીર સુધા ફરીથી તે આત્મા નજરે જણાય એ સભવે કેવી રીતે વારૂ માણસોને જીવ કશામા રહી ગયો ને તે ભુત થયો એમ જો ખરૂ માનીએ તો ભૂતમય શરીરની જે વ્યવસ્થા થાય છે તેના જેવીજ બલ્કે જુદા પ્રકારની કરણી આત્માને કરવાની છે જેમ બડેજાવ મહેરબાનવાળા ચક્રવર્તિ મહારાજા આગળ કોઈ એક માડલીક રાજાને તેના કરેલા શાસનો બદલ હજુરમા હાજર થઈ જવાબ આપવો પડે છે તેમ આપણા-માના દરેક માણસને યમરાજના ત્યા જવાબ આપવાનો નથી શુ? પછી જેનો જીવ કશામા રહી જતો હોય ને તેને ચિત્રગુપ્ત પોતાના ચોપડામા જમા ઉધાર બરાબર કરી છુટ આપતો હોય તો ઈશ્વર જાણો ત્યારે આ ઉપરથીજ એક જબરજસ્ત કલ્પના ઉત્પન્ન થા-ય છે તે અર્થાત એકે આત્મા જો ભુત થાયછેતો એક દર યચ્ચયાવત્ શાસ્ત્ર બધા ખોટા પડશે મરી ગયા પછી આત્માનું શુ થાય છે તેને માટે શ્રીકૃષ્ણ ભગવાન ગીતામા કહે છેકે—

**वासांसि जीर्णानि यथा विहाय। नवानि गृह्‌णाति नरोऽपराणि। तथा शरीराणि विहाय जीर्णान्य न्यानि संयाति नवानि देही।**

જેવી રીતે કોઈ માણસ જુના થયેલા વસ્ત્ર નાખીને બીજા નવાં લેછે તેવી રીતે આ દેહ જુનો દેહ છોડી નવો દેહ લેછે

તાડીશ્રુતીમા ગૌતમે જેમિનીને પ્રશ્ન કર્યો કે જીવ આ દેહાતર કેવી રીતે કરે છે ત્યારે જૈમુનીએ કહ્યુ કે જીવ ચંદ્ર મંડળથી ઔષધીમાં આવી ધાન્ય દ્વારે પુરૂષના ઉદરમા જઇ રેત થાયછે અને ત રેત યોનીને સ્થળે નિશિક્ત થતા ક્રમે ક્રમે મોટો થાય છે અને રેત રૂપી જીવ પોત પોતાના કર્માનુગેધ્ર કરીને જે યોનીમા જાય છે તે યોની તેને પ્રાપ્ત થાય છે

ગણેશીલાલ ઉર્ફે છોટુમલજી રેહેવાશી બ્યાવર જીલ્લે અજમેર એમણે સાહીપુરાવાસી સ્વામી મહારાજ શ્રી હીમતરામજીને એક પ્રશ્ન પુછેલો તે આ સ્થળે લખતા મારા લખાણુને પુષ્ટી કરણુ મળશે માટે યથ્દેશ ઉતારો કરૂ છુ **मरना जीना किसको कहेतेहै** ક્યા મરતાહૈ ઔર કૌન જન્મતાહૈ ઉત્તર–જ્ઞાની પુરૂષ ધીરજ ધરકે મૃત્યુકો તરતેહૈ અર્થાત મૃત્યુ રહીત હોતેહૈ, ઔરજીવ જન્મતાહે ઔર મરતાહૈ પ્રમાણ-**पाराशर्यायण श्रुतिः अथो त्थेषप रस्ययोऽयं पुमानुत्पद्यतेचाम्रियतेचनानात्येन व्यप दिशंति।** અર્થ પર જો પરમાત્મા જીસકા યહ જીવ અ શહૈ નિશ્ચય

કરીકે સો ઉત્પન્ન હોઈએ ઔર મરે હે દેહ સમ્બન્ધસેયાહીને ઈસ જી-
વનકો નાના વિપદેશ કરતે હે અર્થાત કહેતે હે सोऽस्मा च्छरीरा
दुत क्रम्यामुंलोकम भिगच्छत्यमुष्माद्रिमंलोकमागच्छति
सगर्भीभवति सप्रसुयतेसकर्मकुरुते इति पौष्यायण श्रुतेः
અથ શો જીવ ઇસ શરીરને નીકલકે ઔર શરીરમે જાતાહે ફેર ઉસ
શરીરકો છોડકે ઇશ લોકમે આતાહે ગર્ભમે પ્રવેશ હોતાહે ફેર
જન્મતા હે ફેર કર્મ કરતા હે પૂર્વ કર્મ ક્ષીણહુવેશે મરતા હે
मृत्वा पुनर्मृत्युमापद्यते अद्यमाना स्वकर्मभिः
ઈન શ્રતીયોસે જીવકા જન્મ મરણ પ્રસીદ્ધ હે.

આ સિવાય पुनरपिजननं पुनरपि मरणं पुनरपिजनन-
निजठरेशयनं શંકરાચાર્યનો આભાસ સર્વ પ્રસિદ્ધ છેજ મરી
ગયા પછી શુ થાય છે તેના વિષે સુભાષિત લહરીમા એક વિનોદી
કવીએ કહ્યુ છે धनानि भुमौ पशवश्चगोष्ठे भार्यागृह द्वारी
जनः स्मशाने देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति
जिवएकः મરી ગયા પછી ધન ભોયમા હોયતો ત્યાજ રહે છે
પશુ તેના વાડામા ભાર્યા ઘરના બારણા સુધી, ઇતરજન સ્મશાન
સુધી અને દેહ ચીતા સુધી તેની સાથે માત્ર તેના સારા નરસા
કર્મ જાય છે

ત્યારે આ ઉપરથી એટલુ જણાય છે કે જે શરીરને આ
પણે દહન કરીએ છીએ અથવા દાટીએ છીએ તે ફરીથી દ્રષ્ટી

ગોચર રીતે ફવી થશે પણ કદાપી કોઈ એવી શકા લાવશે કે તે શરીર જોકે ન દેખાય તોપણ તેના જેવુ શરીર ધારણ કરવાને ભુતમા સામર્થ્ય રહેલું છે આ શકાના ઉપર પ્રત્યુત્તર કરવો ઘણો કઠણ છે કારણ આ પચેદ્રિય વિષયા સૃષ્ટી સિવાય બીજી સૃષ્ટીનું માણસને બીલકુલ જ્ઞાન નથી તેવીજ રીને યમપુરી સોરિપુર શૈનાગમ, કુરપુર વિગેરે નગરીની વ્યવસ્થા ઇટ લોકમા જાણવાને આપણી પાસે બીનકુલ સાધન નથી પેહેલુ પ્રમાણુ જે ભુતની સભવ્યતા તેના વિષે આ વિવેચન કર્યું, હવે પ્રત્યક્ષ પ્રમાણુ તેના વિષે વિચાર કરીએ

અમારા પોતાના મત વિષે જો કોઇ અમને પુછશે તો અમે બેધડક કહીએ છીએ કે સૃષ્ટીમાના અદ્દભુત ચમત્કાર જોવાની જેમ મનુષ્ય માત્રની ઈચ્છા હોયછે તેમ અમારી પોતાની પણ છે. વધારે તો શુ પણ દેશદેશના વિદ્વાન અને શોધક માણુસોની વતી અમે કહેવાને હિમત કરીએછીએ કે જો કોઇ ભુત ખવીશ કે ચુડેલ બતાવવા ખુસી હશે તો ગયા હરદ્વારના કુભમેલામા અથવા ગઇ ચેત્રી પુનમના રેવાજીના મેલામા જે ભીડ થઈ હતી તેના કરતા પણ વિશેષ ભીડ તે જોવાને થશે અને મત્રતત્રની વિલક્ષણ બટ્ટી જેના તાબામા છે તેને પિશાચનો રાજા જે કુબેર તેની પાસેથી પણ ન મલી શકે એવી વિપૂલ સપત્તિ દેશદેશના લોકો આપશે અસ્તુ ત્યારે ભુત નથી એને માટે આ એક જબરજસ્ત પ્રમાણુ છે જો કદાપી હોત તો તેવો લાભ કયારનો બહાર પડી નાદીરશાહ જેમ વિપુલ દ્રવ્ય લઈ સ્વદેશ ગયો તેવી રીતે તેપણ અણુગલ દોલતનો ધણી થયો હોત આપણે એવી કલ્પના કરીએ કે અમુક અમુક માણુસે દેવની

સાધના કરી ભુત વશ કર્યું છે અને તેથી તેને નાના પ્રકારના ચમત્કાર કરી બતાવવાની શકતિ છે ત્યારે તે બિચારો આવા ઉપાય કરી પૈસો કેમ ભેગો કરતો નથી? કોણ જાણે! જે માણસ પોતે સાધેલા પિશાચને આજ્ઞા કરી હલનકની હાટેથી પેડા બરફી મગાવી શકે છે તેને પોતાની કોટડીમા બાજરીના રોટલા અને કુશલીનો દડો મલવાને પણ મુશકેલી પડે એ આશ્ચર્ય નથી શુ ? તેજ પ્રમાણે જે ખોપરીમા એવો ગુણ છે કે પૈસાનો સ્પર્શ થતા રુપિયો થાય છે તેજ બીચારી ખોપરી એની ઝુપડીમા કેમ સ્વસ્થ પડી રહે છે ધારો કે કોઈ માણસ પાસે કામધેનું છે તો તેનો ઉપયોગ તે ઘેરઘેર બતાવી તેના ઉપર પૈસા બે પૈસા લઈ પોતાનો ઉદર નિર્વાહ કરશે શુ? ત્યારે હુ કામા કહેવાનું એટલુ જ કે પિશાચ એ વાત મુળમાજ ખોટી છે તો પછી તે કોઇના તાબામા છે એ બીલકુલ સભવતુ નથી

હવે ત્રીજુ પ્રમાણ જે વિશ્વાસ પાત્ર મનુષ્યનુ ભાષણ અથવા લેખ એમા કેટલુ તથ્ય છે તેનો વિચાર કરીએ આમા મુખ્ય મુદ્દાની વાત એટલીજ છે કે જે માણસ એવી ભુતોની વાતો કરેછે તેને જો કદાપી આપણે પુછીશુ કે તમે આ પ્રત્યક્ષ જોયુ શુ? તો તે નકારમાજ જવબ આપશે, અને એવુ કહેશેકે મે જોયુ નથી પણ સાભળેલી વાત છે

કોઇ પ્રાચીન પુસ્તકમા અમે ભુત નજરો નજર જોયું એવો લેખ લખેલો અમારા સાભળવામા નથી અર્વાચીન વખતના થોડા ઘણા પુસ્તકોમા તેનાથી જુદાજ પ્રકારની હકીકત મલશે. ગુજરાતના પ્રખ્યાત સિદ્ધરાજ જયસિહે બાબરા ભુતની સહાય

થઈને મોટા મોટા કામો કરેલા એવુ કહેવાય છે પણ આપણે જરા વિચાર કરીશુ તો તરતજ જણાશે કે જેને ભુતની સહાય તેને શખેગારનો પરાજય કરતા એક તપ કેમ કરવુ પડયુ હતું ને તેમા તેનો જય થયો તે દેહલ ને વિહલ ફુટયા માટેજ અરતુ નીભાજી કૃત ભક્તમાલમા તુલસીદાસ કવિનું ચરીત્ર કેને માનીભાજીએ એવુંલખ્યુ છે કે તુલસીદાસ દરરોજ ઘણે દુર એકાંતમા જગલ જતો અને રહેલુ લોટા માનું પાણી તે પાસેના એક ઝાડમા દરરોજ નીયમસર નાખતો ભુતને એવુ પાણી વધારે પ્રીય છે તેથી તે પાણી નાખનાર અર્થાત તુલસીદાસ ઉપર ભુત પ્રસન્ન થયો અને પ્રત્યક્ષ દેખાવ દઈ તેને તુલસીદાસને કહયુ કે હું તારા કૃત્યથી પ્રસન્ન થયો છુ માટે તારે જે જોઈએ તે તું માગી લે ત્યારે તુલસીદાસે કહયુ કે મારે રામચદ્રજીના દર્શન કરવાની ઇચ્છાછે તે પૂર્ણ કરાવ. તે સાભલી ભુતે જવાબ આપ્યો એ કામ મારાથી થઇ શકવાનું નથી એને માટે તારે બીજો રસ્તો પકડવો જોઇએ વિગેરે વિગેરે હવે જો આનુ ખડન કરવા બેસીએ તો તે થઈ શકશે પણ જગ્યા વધારે રોકાય માટે ટુકામાજ લખુ છુ કે તુલસીદાસ એ અકબરના વખતમા હયાત હતો તેજ વખતે ગગ સુરદાસ વિગેરે કવિઓ પણ તેની વખતમાજ હતા તુલસીદાસને જે આટલુ જ્ઞાન પ્રાપ્ત થયુ અને વિદ્વતાની ઝલક પોતાની રામાયણમા તેણે જે વાપરી છે તે કબીર તુકારામ વિગેરે તેના પહેલા થઈ ગયેલા કવીઓના કવિતા વાંચીનેજ એમ કહીએતો અતિશયોકતિ જણાશે નહિ કબીરતો બીચારો કશાને પણ ન માનતા કેવલ ભકિત રસમા રમી

સ્દગો છે 'વે ભેદ ન જાનો શાસ્ત્ર નજાનો જાણો તેરા નામ, કહેત કમીરા સુનોભાઇ માધુ પ્રીતિ કરો મુજરામ' આ સિવાય જતર મતર બેદ જોતીશી એ સમ દુકાનદારી વિગેરે" તેના પદોથી તેણે તો એ વિષયો ઉપર તરવારજ પકડી છે તુકારામ આ કેવલ સાધુ હતો, ભુત વિષ તેનો એક સર્વ પ્રસિદ્ધ અભગ જાણીતો છે- તેનુ તાત્પર્ય એટલુજ છે કે ભુત એ કેવલ જુડીવાત છે માણસ ને ભ્રમ થાય છે તે સિવાય બીજુ કાઇ નથી અસ્તુ ભર્તૃહરી- એ પણ એક સ્થલે લખ્યુ છે કે **मन्त्राराधनतत्परेणमनमा नीताः स्मशाने निशाः।** મત્રારાધન કરવાના હેતુથી રાત્રે સ્મશાનમા ગયો. પણ જે બિચારો કવિ એક સ્થળે જન્મમા આવ્યાનું પદ સાર્થક કર્યું અટલ સુ આસગ તેના વગર તે પશુ તુલ્ય છે નાના પ્રકારના ભોગ કરવા **वक्षासिप्रियतमाम नोहरास्वर्गएवपारि शिष्ट आगतः** એવી પદ્મણીઓ ભોગવવી વિગેરે વિગેરે લખે છે તે બિચારો કવિ પાછો વૈરાગ્ય શતકમા--

**भोगे रोग भयंकुलेच्युति भय**
**वित्ते नृपालाभ्दयं भयं माने दैन्यभयं**
**बले रिपू भयं रूपे तरुण्या भयं**
**शास्त्र वाद भयं गुणेखल भयं**
**काये कृतांताभ्दयं सर्व वस्तु भया**
**न्वितं भुविनृणां वैराग्य मेवा भय**

એવુ કહે છે ત્યારે જેમ જેમ તેને અનુભવ થતો ગયો તેમ તેમ સર્વ ખરી હકીકત તે પ્રગટ કરવા લાગ્યો અસ્તુ આજ કાલ ઘણા ઈંગ્લીશ મરાઠી અને ગુજરાતી પેપરોમા પણ ભુતની વાતો આપણે વાચીએ છીએ પણ તેમા કેટલુ સત્ય રહ્યુ હશે તે કહેવુ અત્યંત મુશકેલ નથી સને ૧૮૯૨ના અકટોબર મહિનામા પુના વૈભવ નામના મરાઠી પેપરમા ભુત વિષે એક ચમત્કારીક હકીકત આવી હતી તે આ સ્થલે હુ ભાષાંતર કરી લખુ છુ

કર્જત તાલુકામા સેહકુરી ગામમા હમણા થોડા દિવસ ઉપર જે ખુન થયુ તે ઉઘાડુ પડયાની હકીકત બહુ ચમત્કારીક છે કોઈ એક કણબીએ પોતાના નજીકના સગાનુ ખુન કર્યુ અને તેનુ પ્રેત ગામની પાસે આવેલા ઝીરણના ડુંગર ઉપર જઈ મુકયુ તે ખુન મહલ ગામના લોકોએ સર્પદંશ થવાથી મરણ થયાનુ જાહેર કરી પંચક્યાસ કર્યો અને તે પ્રમાણે રીપોર્ટ કર્યો તે સબધી ચીફ કાન્સટેબલ અને મામલતદાર તે ગામમા તપાસ કરવાને ગયા પણ ખુન થયાનુ તેમની જાણમા કાઇ આવ્યુ નહિ પછી થોડા દિન પછી એવી હકીકત થઇ કે પેલા ખુન થયેલા કણબીની મા ઓડીયા પ્રાંતમા આવેલા સબલપુર જીલ્લામા રેલવે લાઈનપર રહેતી હતી ત્યા પેલો મરી ગયેલો માણસ તેના સ્વપ્નામા જઇને કહેવા લાગ્યો કે અમુક માણસે અમુક વખતે અમુક સ્થલે મારૂ ખુન કરેલુ છે, અને મારૂ સબ ઝીરણીના ડુંગર ઉપર મુકેલુ છે આ ઉપરથી તે બાઇ આ બાબતની તજવીજ કરવા લાગી તો તેને જણાઈ આવ્યુ કે તે મુડદુ ઝીરણીના ડુંગર ઉપરથી આણી પછી બાળ્યુ હતુ. આ ઉપરથી તેણે માજીસ્ત્રેટને આ હકીકત જાહેર કરી તે ઉપર

થી તપાસ કરતાં ખુન કરનાર માણસ પકડાયો અને આખરે કબુલ પણ થયો, વિગેરે આની અનેક પ્રકારની વાતો આપણે ઘણી વખતે પેપરમાં વાચીએ છીએ વધારે દુર જવાની શી જરૂર છે. ગયે વર્ષે મુંબઈમા જે હુલ્લડ થયુ ને તેમાં ઘાટી લોકોએ વિલક્ષણ શૌર્ય બતાવી મુસલમાનોનો પરાજય કીધો તેના વિશે એક મરાઠી વર્તમાન પત્રવાલાએ એવુ લખ્યુ છે કે નાગપુરમા એક હનુમાન નું દેરૂ છે તેમા જે દિવસે હિંદુઓએ મુસલમાનોને હરાવ્યા તે દિવસે ને હનમાનને અતિશય પરશેવો આવતો હતો માટે હનુમાન ઉરફે અજની પુત્ર હિંદુઓને સહાય કરવા ગયેલા તે તેના શ્રમથી તેમને પરશેવો આવતો હશે આવી વાતો જો કોઇને વધારે જાણવાની જરૂર હોય તો ભુત નીબંધ ગુજરાતી પુર્ણેન્દુમિત્ર, નુરએલમ, શ્રી મિત્ર, વિગેરેમા વાચવી હવે આમા કેટલુ સત્ય રહેલુ છે તેના વિશે જો વિચાર કરીએતો વેણી સંહાર નાટકમાં લખ્યા મુજબઃ—

ग्रहाणां चरितं स्वप्नो निमित्तो त्पादकं तथा
फलंति काकतालीयं तेभ्यं प्राज्ञा नबिभ्यति

આ પ્રમાણે ત્રણે બાબતો વિષે વિચાર કર્યો હવે ભુત છે એવી જે કલ્પના લોકો કરે છે અને ભુતના અસ્તિત્વ બદલ તેઓ પ્રમાણ ધારે છે તેના વિશે જરા લખીએ. પહેલા પ્રથમ તેઓની સમજ એવી હોયછે કે ભુત છે જો કદાપી નજ હોતતો ભુત ડાકણ ખવીસ એ શબ્દો ભાષામા કેવી રીતે આવત ને અમરસિંહના અમરકોશમા જે ભુતના નામ આપેલાછે તે શામાટે આપત જો એ વસ્તુ મૂલ દુનીયામા પેદા થતીજ ન હોતતો તે શબ્દ કેવી રીતે નિકળત ! -

આ કહેવુ ખોટુ નથી. પણ હવે અમે એવો પ્રત્યુતર કરીએ છીએ કે જો ભૂત હોતતો તે બહાર પ્રગટ થયા વગર કેમ રહેત નિદાન એટલુ તો ખરૂ કે આજના જમાનામા એન કેન પ્રકારેણ અમારા પાશ્ચાત પ્રભુ તેની પૂર્ણ શોધકરી અજવાળામા મુકયા વગર કદી રહેત નહી પછી કોણ જાણે કે જેમ ઈસોપ નીતિમા એક વાત છેકે ઊંદરોએ પોતાની સભા ભરી જેમ નિર્ણય કર્યો કે બિલાડીની બીક હવેથી કોઇએ હું કે ચું ન કરવુ તે પ્રમાણે ભુતોએ પોતાની કોન્સીલ ભરી બહાર દેખાવ ન દેવાને માટે ઠરાવ કર્યો હોય તો પ્રભુ જાણે બીજી કલ્પના હોય છે કે ભુત માત્ર અંધારામા નજરે પડવાનું આના વિશે વિચાર કરતા શુ જણાશે' ભુત માણુસને અદૃષ્ય છે ગમે તેવુ સ્વરૂપ ધારણ કરવાને તેનામા શકત છે ત્યારે અજવાળામા આવવાને તેને બીક શેની ! જે મૂળ થીજ અદૃષ્ય તેને અંધારૂ શુ ? અને અજવાળુ શુ ? નપુશકને જેમ પુરૂષને કે સ્રીને ચુંબન દેતા સરખુજ અથવા કસદને જેમ ભાડાનું ટટુ અને કોઇ મહારાજનો ખાસ બેસવાનો અશ્વ સરખોજ તેમ ભુતને અજવાલુ અને અંધારૂ એ સરખુજ છે તેમજ વળી જેને સપ્તતાડ સુધી ઉચુ થવાની શકિત છે તેને ય કશ્ચિત માણુસના બળની શી પરવા ? સાધારણ લોકોની એવી સમજ હોય છેકે મરણવખતે જેની આશા કશામા રહી જાયછે અથવા પોતાના શત્રુનુ વેર બરોબર જીવતા ન લેવાથી ભુત થઈ તે શત્રુને દુઃખ દે છે હવે જો આને ખરૂં માનીએ તો ભુત થયેલા માણુસને પોતાના સત્રુનું યથેચ્છ વેર લેવાની કેવી મજાની તજવીજ છે પોતે અદૃષ્ય જોઈએ તેટલુ સામર્થ્ય ગમે ત્યા ગમે તેટલી ત્વરાથી જવા

ની શક્તિ, એટલા વાના પોતાની પાસે છતા પછી તેને શેની અવશ્યકતા છે તેના શત્રુને નમોદ કઢી તેના ઘરની અને તેના સામાની અફરાતફર કરવાને તેને શાનાર છે પણ આજ સુધી આવો બનાવ બનેલો કોઇ સ્થને સાભળવામા નથી એશુ? પછી ભુતો તે હાઇકોર્ટ થી તો બીક લાગતી નહી હોયને! આ સિવાય ભુતો ગમીન જગ્યામા અને એકાતમા વાસ કરે છે ત્યા તે કોઈ કાઇ વખત એકલા બેકના જતા માણસથી નજરે આવે છે અધારૂ અને એકાત વાસ તેમને વધારે પ્રીય છે તો શિવાજી મહારાજ જેવા શુરવીર સેનાપતિ કે જેનો જન્મ ડુગરોમા નિર્જન અરણ્યમા રાત્ર અને દિવસ ભટકવામા ગયેલો તેને કોઈ દિવસે ભુતે બીવડાવ્યા નથી કે ગરકાવ કર્યો નથી એનુ! અવરગજેબને જેમ શિવાજી ની બીક લાગતી હતી તેમ ભુતને લાગી હશે તો તે અમારાથી કહી શકાતુ નથી હવે એક મુદા વિશે વિચાર કરીએ ઘણા લોકો આપણને કહે છે કે ભાઇ જો ભુત એ વાત ખોટી હોત તો એ વાત આખી દુનીઆમા શી રીતે પ્રસરત, અને દરેક દેશમા તે વિશે અનેક વાતો કેવી રીતે ચાલત ભુત વિશે જે અનેક વાતો ચાલે છે તેમ બધી ખોટી કેમ કહી શકાય તેમાની ઘણી ખરી જોકે ભોળા અને લુચ્ચા લોકોએ કહી હશે તોપણ બધી વાતો ખોટી છે એમ કહેવાને તમારી પાસે શુ આધાર છે! આ અનેક વાતોમાથી થોડી વાતો પણ ખરી હોવીજ જોઈએ અગ્નિ સિવાય ધુમાડો નિકળશે કેવી રીતે! રજ વગર ગજ કેવી રીતે થશે! આ તેમનુ કહેવુ વિચાર કરતા ખરૂ હોવાનો સભવ દીસે છે કેટલા નામાકિત ગ્રથકારોએ ભુત વિશે ઉડતા ઉડતા અભીપ્રાય

આપેલા છે. શેક્સપીયરના હૅામ્લેટ નાટકમા ભુતનો દેખાવ ઉત્તમ રીતે બતાવ્યો છે આ બધુ ખોટુ હોવાનો સભવ છે કેટલે દરજ્જે ખોટુ મનાય પણ આ સ્થલે આપણે એટલોજ વિચાર કરવાનો છે કે આ બાબત ઉપર આખા જગતના અભીપ્રાય કામના નથી પચ બોલ્યા સો પરમેશ્વર એ કહેવત આ સ્થલે લાગુ પાડવાની નથી જેમ કોઈ રત્નની પરીક્ષા કરવી હોયતો હજારો લોકોને ભેગા કરી થવાની નથી, તેજ પ્રમાણે ભુત વિશે પણ અનેક લોકોના મત ભેગા કરી વિચાર કરવાનો નથી પહેલા ઉદાહરણમા જેમ એક ઝવેરીનુ મત કરોડો અલફાક માણસના મત કરતા હજાર દરજજે વધારે છે તેજ પ્રમાણે ભૂત વિશે પણ તત્વ વેત્તાનુ મત બીજાના મતો કરતા વિશેષ સમજવાનુ છે પૃથ્વી ફરેછે કે અચલ છે અટલાન્ટીક મહાસાગરની પેલી તરફ ભુમી છે કે નથી એ બે વાદમા જેમ આખી દુનીયાના મત ખોટા ઠરી ગ્યાલીલીયો અને કોલમબસના મતો ખરા ઠર્યા તેજ પ્રમાણે હરેક વાતમા થતુ આવ્યુ છે આ વાત દેખીતીજ છે જેની આખો સાફ એવા માણસનુ જોયુ ઠરાવેલુ ખરૂ કે પચાસ આધળા છે અને સો આખમા ફુલા પડેલા છે એમણે જોયુ નિર્ણય કરેલુ ખરૂં અસ્તુ ત્યારે આ ઉપરથી આપણને શુ જણાશે કે ભુત એ તદન ખોટી વાત છે હવે ટુકામા એટલુજ કહુ છુ કે જો ભુત નજરે દેખાય છે ત્યારે જેની આપણને માહીતી છે તેજ કેમ નજરે આવે છે સો બશો વર્ષ પહેલાના ભુત કેમ નજરે જણાતા નથી તેજ પ્રમાણે માત્ર માણસોજ ભુત કેમ થાય છે દેહ છોડી ગયેલો આત્મા એને જો ભુત કહીએ તો પશુ પક્ષી વિગેરેમા થવુજ જોઈએ

ત્યારે ફલાણો ઘોડો અથવા ફલાણો કુતરો ભુત થઇ ફલાણે સ્થળે છે એવુ કેમ કોઇએ સાભળ્યુ નથી

ત્યારે હવે ટુંકામા એ શબ્દ લખી વાચનારની રજા લઈશું— ભુત વિષેની વાતો અનાદિ કાળથી ચાલતી આવેલી છે આપણા હિદુસ્તાનમા તો શુ પણ ચીન ટાએટ અને ઇગ્લાડમા પણ તેવા વહેમો પ્રથમ ઘણા હતા વિદ્યાદેવીનુ રાજ્ય દિનપ્રતી દીન વધવાથી વહેમો હવે ઓછા થતા જાય છે ગરૂડ પુરાણમા લખ્યુ છે કે મરનારનો દિકરો પિડદાન ન કરેતો તે ભુત થાય છે તથા જે આત્મ હત્યા કરે અથવા ઢોલીયાપર કે પથારીમા મરે તે પણ ભુત થાય છે ભુત થવાના આવીજ જાતના કારણો બીજા શાસ્ત્રમા બતાવ્યા હશે ત્યારે તેના વિરૂદ્ધ અમે અમારી કલમ ચલાવી એ એક રીતે ધાડસતો છેજ પણ જયા સુધી અમને આ વાત કોઈ ખુલ્લી રીતે બતાવશે નહિ ત્યાસુધી તે દોષ ખુશીથી અમે મસ્તકપર ધારણ કરીસુ શરીરમા હનમાન આવી આવનાર માણસ ધુણે છે મત્રથી લોકોનો જીવ લેવાય છે અને એવીજ પ્રકારના દુર્ઘટ કામો કરાય છે તે માનવાનો વખત હવે ગયો જો અમે ચાળીસ પચાસ વર્ષો ઉપર અવતીર્ણ થયા હોત તો આ વાતો અમે ખરી માનત, પણ આજના સમયમા આ વાતો કેવળ માનવા લાયક નથી જે માણસના શરીરમાંહનુમાન પેશીને ધુણતો હશે તે હનુમાન સત્યાત્રી ખરો અને પાત્ર પાત્રની પરિક્ષા પણ સારી રામચદ્રજીની સેવા મુકી લોકોના શરીરમા પેસી ધુણવાનો ઉદ્યોગ કરે છે તેમા શું ખોટુ છે? ત્યારે કહેવાનુ એટલુંજ કે ભુત, મત્ર, તત્ર વશીકરણ એ કેવળ ભ્રાતિ છે કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ પોતાના ભુત નીબધમા

અને કૈલાસવાસી વિષ્ણુશાસ્ત્રીએ પોતાના લોકભ્રમ નામના નિબંધમા આના વિરૂદ્ધ અભિપ્રાય આપ્યા છે એ કેમ (આ બે પુસ્તકોનો આધાર આ પુસ્તકમા લેવામા આવ્યો છેજ )

મારા સ્વદેશી બન્ધુઓ આ વહેમથી જલદી મુક્ત થાય અને પાછી જે દેશમા સિદ્ધરાજ, કુમારપાળ અને ભીમ એવા એકેક શુરવીર નૃપો થએલા, જે દેશમા ભક્તિ રસમા રમી રહેલો નરસિંહ, શામળભટ્ટ, પ્રેમાનંદ વિગેરે ગુજરાત ભૂષણ કવિઓ થએલા, જે દેશમા કીર્તિકેરા કોટરા કદી નહિ પડત એવી કિરતીના કામો કરી સર્વ ભક્ષક કાળના તડાકામા ગયેલા તે દેશમા પાછું પોતાનું ગત વૈભવ પ્રાપ્ત થાઓ, સ્વધર્મા ચરણનું પ્રાબલ્ય વધો અને આવા હાનીકારક વહેમોથી જલદી લોકો મુક્ત થાઓ એટલીજ આમારી અવીચળ અનાદિ પ્રભુ પાસે પ્રાર્થના છે.

સમાપ્ત.

# આ ચોપડી નીચેને સ્થલેથી વેચાતી રોકડી કીમતે મલસે.

**પેટલાદ**—કર્તા પાસેથી.

**સુરત**—એમ જે પોસ્ટવાલા નાણાવટમા.

**અમદાવાદ**—સત્યપ્રસાદ ભગવાનલાલ બાદશાહ ભાઊની પોલ

**ડાકોર**—માધવરાવ બાપુજી શ્રીગોડેકર સ્ટેસનપર.

**વડોદરા**—નરહરરાવ વામનરાવ ડુગલ સરકારી છાપખાનું

**પાટણ**—મોહનલાલ દલપતરામ વ્યાસ કલાભુવનમા માસતર

પરદેશીઓ ટપાલને માટે અડધો આનો વધારે મોકલશો

## તઈયારીમાં.

**સુભાષિત લહરી**—(કર્તા ના બા બિડાલકર ના ભુ પટેલ) મનને આણંદ આપનાર ધર્મ રગ ચડાવનાર, જુસ્સો બક્ષનાર ટુકામા કહીએતો આના જેવુ પુસ્તક ગુજરાતીમા બહાર પડયુ હશે તો આ પ્રથમજ છે પુસ્તક લગભગ ૪ ફારમનું થશે પ્રથમ ગ્રાહક થનાર પાસેથી કિંમત માત્ર નામની એટલે આના ૦-૬-૦ (ટપાલ ખરચ માફ) પાછલથી આના આઠ પડશે પ્રથમથી થનારા ગ્રાહકોના મુબારક નામો પુસ્તક પાછલ છાપી અમર કરવામાં આવશે.